# કુર્આન અને હદીષના અનમોલ ખજાના
# અને
# ઈમાન પર ખાતિમા માટેના સાત નુસખા


**સંપાદક**

**હઝ.મવ. હકીમ મુહમ્મદ અખ્તર સા.(રહ.)**

**અનુવાદક**

**અહમદહુસેન ઉમર ગાઝી સા.**



**પ્રકાશક**

**અબૂ મુહમ્મદ**

**અલ ઈસ્લાહ એકેડેમી, આણંદ**

**મોબાઈલ: ૦૯૭૨૬૩૦૦૧૨૪**

| | |
|---|---|
| કિતાબનું નામ | કુર્આન અને હદીષના અનમોલ ખજાના અને ઈમાન પર ખાતિમા માટેના સાત નુસખા |
| સંપાદક | હઝ. મવ. હકીમ મુહમ્મદ અખ્તર સા. (રહ.) |
| અનુવાદક | અહમદહુસૈન ઉમર ગાઝી |
| આવૃત્તિ | પહેલી |
| પ્રત | ૧૦૦૦ (એક હઝાર) |
| પ્રકાશન વર્ષ | ફ્રુબ્રુઆરી, ૨૦૧૪ |




# અનુક્રમણિકા

બિસ્મિહી તઆલા

# કુર્આનના ખજાનાઓ

## ખજાના નંબર (૧)

### મખ્લૂકની દરેક તકલીફથી હિફાઝતનો અમલઃ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ખુબેબ (રદિ.)થી રિવાયત છે, તેઓ ફરમાવે છે કે એક રાત્રે જયારે કે વરસાદ થઈ રહયો હતો અને ખૂબ જ અંધારું હતું, એવા સમયે અમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શોધમાં નીકળ્યા, અમને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મળ્યા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે:''કહો'', મેં અરજ કરી શું કહું? ફરમાવ્યું કે:

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ، قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ، અને قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ

સવાર–સાંજ ત્રણ વખત પઢી લો, આ તમને દરેક ચીજ માટે કાફી (પૂરતી) થઈ જશે. (મિશ્કાત:૧૮૮)

**ફાયદોઃ** મુલ્લા અલી કારી (રહ.) મિર્કાત ૪/૩૭૦માં લખે છે કે અલ્લામા તીબી (રહ.)એ تکفیک من کل شیٔ ની સમજુતીમાં ફરમાવ્યું કે:

ای تکفیک من کل شر اومن کل ورد

એટલે કે આ ત્રણે સૂરતો દરેક પ્રકારની હિફાઝત માટે પૂરતી છે, અથવા તેનો પઢનારો જો કોઈ અન્ય વઝીફો ન પઢી શકે તો તેનું વિર્દ તેને બધા વઝીફાઓથી બે પરવા કરી દેશે અને તે દરેક બુરાઈથી

સુરક્ષિત રાખશે.

આજે મુસલમાનો પરેશાન છે, કોઈ કહે છે કે જીન અને આફતે પરેશાન કરી નાખ્યો છે, કોઈ કહે છે કે દુશ્મને જાદુ કરી દીધું છે, કારોબાર પર જાદુ કરી દીધુ છે, ગ્રાહકો આવતા નથી, કોઈને દરરોજ કોઈને કોઈ મુસીબતોનો સામનો કરવો પડે છે. જો આપણે આ વઝીફાને દરરોજ પઢી લઈએ, જેમાં બે–ત્રણ મિનીટ લાગે છે પરંતુ દરેક બલા અને મુસીબતથી ઈન્શાઅલ્લાહ છુટકારો મળશે.

# ખજાના નંબર (૨)

## સવાર સાંજ પઢવાની દુઆ:

## સૂરએ હશ્રની છેલ્લી ત્રણ આયતો:

હઝરત મઅકલ ઈબ્ને યસાર (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે: જે માણસ સવારે ત્રણ વાર "અઉઝુ બિલ્લાહિસ્સમીઈલ અલીમ મિનશ્શયતા નિર્રજીમ" પઢશે, પછી સૂરએ હશ્રની છેલ્લી ત્રણ આયતો એક વાર પઢશે તો અલ્લાહ તઆલા તેના પર સિત્તેર હજાર ફરિશ્તા નિયુકત ફરમાવી દે છે, જે સાંજ સુધી એના માટે ઈસ્તિગફાર કરતા રહે છે અને જો તે આ દિવસે મૃત્યુ પામશે તો શહીદ મરશે અને જો કોઈ આ પ્રમાણે સાંજે પઢી લેશે તો તેને પણ આ જ દરજજો પ્રાપ્ત થશે અર્થાત સિત્તેર હજાર ફરિશ્તા સવાર સુધી તેના માટે ઈસ્તિગફાર કરતા રહેશે અને જો આ રાતે પણ મરણ પામશે તો શહીદ મરશે.

(મિશ્કાત:૧૮૮)

સૂરએ હશ્રની છેલ્લી ત્રણ આયતો આ છે: પહેલા

اَعُوْذُ بِاللّٰهِ السَّمِيْعِ الْعَلِيْمِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ત્રણ વખત પઢે, પછી

આ આયતો એક વખત પઢે.

هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَالِمُ الْغَيْبِ وَ الشَّهَادَةِ هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمِ ط هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْمَلِكُ الْقُدُّوْسُ السَّلَامُ الْمُؤْمِنُ الْمُهَيْمِنُ الْعَزِيْزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ ط سُبْحَانَ اللّٰهِ عَمَّا يُشْرِكُوْنَ ط هُوَ اللّٰهُ الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ الْاَسْمَاءُ الْحُسْنٰى يُسَبِّحُ لَهٗ مَافِى السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ.

હુવલ્લાહુલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવ આલિમુલ ગયબિ વશ્શહાદતિ હુવર્રહમાનુ ર્રહીમ. હુવલ્લાહુલ્લઝી લાઈલાહ ઈલ્લા હુવલ મલિકુલ કુદ્દુસુસ્સલામુલ મુઅમિનુલ મુહયમિનુલ અઝીઝુલ જબ્બારુલ મુતકબ્બિર. સુબ્હાનલ્લાહિ અમ્મા યુશ્રીકૂન. હુવલ્લાહુલ ખાલિકુલ બારિઉલ મુસવ્વિરુ લહૂલ અસ્માઉલ હુસ્ના યુસબ્બિહુ લહૂ માફીસ્સમાવાતિ વલ અરદિ વહુવલ અઝીઝુલ હકીમ.

એક બુઝુર્ગ ફરમાવે છે કે હું દરરોજ સવારે સિત્તેર હજાર ફરિશ્તાઓને પોતાના માટે ઈસ્તિગફારની ડયુટી પર લગાવીને પછી નાસ્તો કરું છું.

## ઉપરોકત અસ્માઉલ હુસ્નાનો અર્થ બયાનુલ કુર્આનથી

عَالِمُ الْغَيْبِ وَ الشَّهَادَةِ તે જાણનારો છે છુપી વાતોનો અને જાહેર વાતોનો

اَلْمَلِكُ બાદશાહ

اَلْقُدُّوْسُ જેનો ભૂતકાળ એબોથી પાક છે

اَلسَّلَامُ જેના ઉપર ભવિષ્યમાં એબ લગાવવાની ગુંજાઈશ ન હોય (આ અર્થ કબીરમાં લખ્યો છે.) અને અલ્લામા આલુસીએ રૂહુલ મઆનીમાં લખ્યું છે કે اَلسَّلَامُ તે ઝાત છે જે પોતે પણ સલામત રહે અને પોતાના મિત્રોને પણ સલામત રાખે દરેક મુસીબતથી, માટે તેના વલીઓ સલામત રહે છે દરેક ધમકી આપનારાઓથી.

اَلْمُؤْمِنُ દરેક આફતથી અમન આપનાર

اَلْمُهَيْمِنُ રક્ષા કરનાર એટલે કોઈ આફત પણ આવવા દેતો નથી અને આવેલી આફતોને દૂર કરી દે છે.

اَلْعَزِيْزُ ઝબરદસ્ત તાકાત ધરાવનાર

اَلْجَبَّارُ એટલે જબ્બાર તે ઝાત છે જે પોતાના બંદાઓના બગડેલા કાર્યોને પોતાની કુદરતથી ઠીક કરી દે.

اَلْمُتَكَبِّرُ એટલે મોટાઈ વાળો

اَلْخَالِقُ પેદા કરનાર એટલે શુન્યમાંથી સર્જન કરનાર

اَلْبَارِئُ ખલકતને બનાવનાર એટલે ઠીક ઠીક બનાવનાર હિકમત પ્રમાણે

اَلْمُصَوِّرُ સૂરત બનાવનાર પોતાની મખ્લૂકને વિભિન્ન સૂરતોથી અલગ કરનાર.

# ખજાના નંબર (૩)

## રંજ–ગમ અને પરેશાનીથી હિફાઝત માટે:

حَسْبِىَ اللّٰهُ لَآاِلٰـهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ

"હસ્બીયલ્લાહુ લાઈલાહ ઈલ્લા હુવ અલયહિ તવકકલતુ વ હુવ રબ્બુલ અરશિલ અઝીમ"

**તરજુમોઃ** મારા માટે અલ્લાહ કાફી છે, તેના સિવાય કોઈ મા'બુદ થવાના લાયક નથી, તેની ઉપર મેં ભરોસો કર્યો અને તે મહાન અર્શનો માલિક છે.

હઝરત અબૂદર્દા (રદિ.)થી રિવાયત છે કે જનાબે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કેઃ જે વ્યકિત સવાર અને સાંજે સાત વખત "**હસ્બીયલ્લાહુ લાઈલાહ ઈલ્લા હુવ અલયહિ તવકકલતુ વ હુવ રબ્બુલ અરશિલ અઝીમ**" પઢી લે તો અલ્લાહ તઆલા તેના દુનિયા અને આખિરતના બધા ગમો માટે કાફી થઈ જશે. (રૂહુલ મઆનીઃ૫૩)

**ઈલ્મી સમજઃ** આ નાનકડી આયત પઢવાથી અલ્લાહ તઆલા દુનિયા અને આખિરતના ગમો માટે કાફી કેમ થઈ જાય છે? ફરમાવે છે કેઃ

وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ

તે રબ છે મહાન અર્શનો અને અર્શ કાયનાતનું કેન્દ્ર બિંદુ છે, ત્યાંથી બંને જહાનના ફેસલા અમલી બને છે, માટે જયારે બંદાએ પોતાનો સંબંધ અર્શના માલિકથી બાંધી દીધો તો તે અર્શના માલિકની પનાહમાં આવી ગયો પછી ગમો અને દુઃખો કયાં બાકી રહી શકે છે. ખ્વાજા અઝીઝુલહસન મજઝુબ (રહ.)એ ફરમાવ્યુંઃ

**જો તુ મેરા તો સબ મેરા, ફલક મેરા ઝમીન મેરી**
**અગર એક તુ નહીં મેરા તો કોઈ શે નહીં મેરી**

ઈબ્ને નજ્જાર (રહ.)એ પોતાની તવારીખમાં હઝરત હુસૈન (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે જે વ્યકિત "**હસ્બીયલ્લાહુ લાઈલાહ ઈલ્લા હુવ** અંત સુધી પઢી લે તો તેને તે દિવસે અને તે રાત્રે કોઈ મુસીબત નહીં પહોંચે અને ન તો તે ડુબશે. (રૂહુલ મઆનીઃ ૫૩)

**અજીબ બનાવ:** હઝરત મુહમ્મદ ઈબ્ને કઅબ (રદિ.)થી રિવાયત છે કે એક લશ્કર રોમ તરફ રવાના થયું તેમાંથી એક વ્યકિત પડી ગઈ અને તેમનું ઝાંઘનું હાડકુ તુટી ગયું, સહાબા (રદિ.) એટલી શકિત ન ધરાવતા હતા કે તેમને ઉચકીને ચાલે, એમણે તેમનો ઘોડો બાંધી દીધો અને ખાવા–પીવાની ચીજો અને સામાન ત્યાં મુકી દીધો, અને આગળ વધી ગયા, એક પુરુષ અજાણ્યો–ગેબી આવ્યો અને પૂછયું કે તમને શું થયું છે? કહયું કે મારા પગનું હાડકું તુટી ગયું છે, તે ગેબી પુરુષે કહયું કે પોતાનો હાથ ત્યાં મુકો જયાં તકલીફ થઈ રહી છે અને પઢો:

فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِیَ اللّٰهُ لَا اِلٰـهَ اِلَّا هُوَ الخ

માટે તેમણે પોતાનો હાથ ત્યાં મુકયો અને આ આયત પઢી તો તંદુરસ્ત થઈ ગયા અને પોતાના ઘોડા પર સવાર થઈ પોતાના સાથીઓમાં પહોંચી ગયા. (રૂહુલ મઆની: ૫૪)

**અલ્લામા આલુસી (રહ.)નો મામુલ:**

અલ્લામા આલુસી (રહ.) ફરમાવે છે કે આ આયત:

حَسْبِیَ اللّٰهُ لَا اِلٰـهَ اِلَّا هُوَ الخ

આ ફકીરનો મામુલ વર્ષોથી છે. આ નેઅમત પર અલ્લાહ તઆલાનો શુક્ર છે અને અલ્લાહ તઆલાથી સવાલ કરું છું કે આ આયતની બરકતથી અમને ભલાઈની તૌફીક અર્પણ કર અને અલ્લાહ તઆલા બેહતર તૌફીક આપનાર છે.

**ફાયદો:** આ વિર્દ પછી દુઆ પણ કરે કે હે અલ્લાહ! આ આયતના વસીલાથી અમારી દુનિયા અને આખિરતના બધા ગમોમાં આપ અમારા માટે કાફી થઈ જાઓ.

**નસીહત:**

રહ કે દુનિયામેં બશર કો નહીં ઝેબા ગફલત
મોતકા ધ્યાન ભી લાઝિમ હે કે હર આન રહે
જો બશર આતા હે દુનિયામેં યે કેહતી હે કઝા
મેં ભી પીછે ચલી આતી હું ઝરા ધ્યાન રહે.

# અહાદીષના ખજાનાઓ

## ખજાના નંબર (૧)

**નબીએ કરીમ (સલ.)ની તેવીસ વર્ષીય દુઆઓને આવરી લેતી દુઆ:**

اللھم انا نسئلک من خیر ماسالک منه نبیک محمد ﷺ و نعوذ بک من شر مااستعاذک منه نبیک محمد ﷺ و انت المستعان و علیک البلاغ ولا حول و لاقوۃ الا بالله.

અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુક મિન ખયરિ મા સઅલક મિન્હુ નબીય્યુક મુહમ્મદુન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વ નઉઝુ બિક મિન શર્રિ મસ્તઆઝક મિન્હુ નબીય્યુક મુહમ્મદુન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વ અન્તલ મુસ્તઆનુ વ અલયકલ બલાગુ વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ.

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને ઘણી દુઆઓ શીખવી જે અમને યાદ ન રહી. અમે આપની ખિદમતમાં અરજ કરી કે યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપે શીખવેલી ઘણી

દુઆઓને અમે ભૂલી ગયા, તે બધી જ દુઆઓ અમે અલ્લાહ તઆલાથી માંગવા ચાહીએ છીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું તમને એવી દુઆ બતાવું કે જેમાં બધી જ દુઆઓ આવી જાય, પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોકત દુઆ બતાવી (તિરમિઝી)

**દુઆનો તરજુમોઃ**

હે અલ્લાહ! અમે તારાથી તે બધુ માંગીએ છીએ જે તારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તારાથી માંગ્યું અને અમેં તે બધી ચીજોથી તારી પનાહ માંગીએ છીએ જેનાથી તારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પનાહ માંગી. માત્ર તુ જ છે જેનાથી મદદ માંગવામાં આવે અને તારા જ કરમ પર મોકુફ છે મકસદ અને મુરાદ સુધી પહોંચવું અને કોઈ મકસદ માટે પ્રયત્ન અને તેને પ્રાપ્ત કરવાની કુવ્વત અને શકિત માત્ર અલ્લાહ તરફથી જ થઈ શકે છે.

# ખજાના નંબર (૨)

لاحول ولا قوة الا بالله

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે મારાથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે: **"લાહવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ"** વધુ માત્રામાં પઢયા કરો, એ જન્નતના ખજાનામાંથી છે અને હઝરત મકહુલ (રહ.) જે જલીલુલ્‌કદ્ર તાબિઈ છે, સુદાનના રહેવાસી હતા અને શામમાં મુફતી હતા, રિવાયત કરે છે કે જેણે પઢયું **"લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ,લા મન્જા મિનલ્લાહિ ઈલ્લા ઈલયહિ"**, અલ્લાહ તઆલા

તેનાથી સિત્તેર તકલીફો દૂર કરી દે છે, તેમાં સૌની નાની "મોહતાજી" છે. لاَ مَـنْـجَـا ای لا مَهْـرَبَ وَلاَ مَـخْـلَصَ એટલે કોઈ નાસવાની જગ્યા નથી અને કોઈ આશ્રય સ્થાન નથી, مِـــنَ الـــلّٰـــهِ અલ્લાહના ગજબ અને અઝાબથી, اِلاَّ اِلَيْهِ માત્ર તેની ખુશી અને રહમત તરફ ફર્યા સિવાય. (મિર્કાત:૫/૧૨૧)

## લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહના ચાર ફાયદા:

(૧) "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લાહ બિલ્લાહ" અર્શના નીચે જન્નતનો ખજાનો છે અને જન્નતની છત અર્શે ઈલાહી છે, તેને પઢવાથી નેક આ'માલ કરવાની અને ગુનાહોથી બચવાની તૌફીક થવા લાગે છે, આ અર્થમાં તે જન્નતનો ખજાનો છે.

(૨) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ નવ્વાણું (દુનિયા અને આખિરતની) બીમારીઓની દવા છે, તેમાં સૌથી નાનકડી બીમારી ગમ છે (ભલે દુનિયાનો હોય કે આખિરતનો)" (મિર્કાત:૫/૧૨૧)

(૩) જયારે બંદો આ કલિમાને પઢે છે તો અલ્લાહ તઆલા અર્શ પર ફરિશ્તાઓથી ફરમાવે છે કે મારો બંદો ફરમાંબરદાર બની ગયો અને તેને સરકશી છોડી દીધી. (મિશ્કાત)

**હદીષ:** હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું તને એવો કલિમો ન બતાવું જે અર્શની નીચે જન્નતનો ખજાનો છે તે લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ છે, જયારે બંદો તેને પઢે છે તો અલ્લાહ તઆલા ફરમાવે છે (હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની રહ. ફરમાવે છેકે ફરિશ્તાઓથી ફરમાવે છે) اَسْـلَمَ عَبْدِیْ એટલે મારો બંદો ફરમાબરદાર

બની ગયો અને સરકશી છોડી દીધી. وَ اسۡتَسۡلَمَ (اَیۡ فَوَّضَ عَبۡدِی اُمُوۡرَ الۡکَائِنَاتِ اِلَی اللّٰهِ بِاسۡرِهَا) એટલે મારા બંદાએ બધા ગમોને મારે હવાલે કરી દીધા. (મિર્કાત:૫/૧૨૧,૧૨૨)

આ નેઅમત શું ઓછી છે કે બંદો જમીન પર આ કલિમો પઢે છે અને હક તઆલા શાનુહુ અર્શ પર ફરિશ્તાઓ સામે તેનું વર્ણન કરે છે.

(૪) શબે મેઅરાજમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ગુઝર હઝરત ઈબ્રાહીમ (અલ.) પર થયો, આપ (અલ.)એ ફરમાવ્યું કે હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપ પોતાની ઉમ્મતને હુકમ આપજો કે તેઓ જન્નતના બગીચાઓને વધારે ''લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ''થી.

(મિર્કાત: ૫/૧૧૧)

ઉપરની દુઆ પઢવાથી ઈબ્રાહીમ (અલ.)ની વસિય્યત પર અમલ કરવાની સઆદત નસીબ થશે અને તેની બરકતથી જન્નતના બગીચામાં પણ વધારો થશે.

## لاحول ولا قوة الا بالله ની સમજુતી:

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર હતો, મેં ''લાહવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ'' પઢયું, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું જાણો છો કે તેની તફસીર શું છે? મેં અરજ કરી કે અલ્લાહ અને તેના રસૂલ વધારે જાણે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: لا حول عن معصية الله નથી તાકત ગુનાહોથી બચવાની પરંતુ અલ્લાહની હિફાઝતથી,

وَلَا قُوَّةَ عَلٰى طَاعَةِ اللّٰهِ اِلَّا بِعَوْنِ اللّٰهِ અને નથી કુવ્વત અલ્લાહની ઈતાઅતની પરંતુ અલ્લાહની મદદથી. (મિર્કાત શર્હે મિશ્કાત:૫/૧૧૧)

આ હદીષની વિશેષતા એ છે કે નબુવ્વતના શબ્દોની સમજુતી નબુવ્વતના શબ્દોથી જ થઈ છે, "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ"ના શબ્દો પણ સરકારી અને તેની સમજુતી પણ સરકારી છે કે જાતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કરી છે. બંદા મુહમ્મદ અખ્તર અરજ કરે છે કે લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિનો મતલબ આ આયતથી સંબંધ ધરાવે છે:﴿اِنَّ النَّفْسَ لَاَمَّارَةٌ بِالسُّوْءِ اِلَّا مَارَحِمَ رَبِّی﴾ હઝરત આલુસી રહ. રૂહુલ મઆનીમાં ફરમાવે છે કે નફસ બુરાઈથી ત્યાં સુધી સુરક્ષિત રહી શકે છે જયાં સુધી અલ્લાહ તઆલાની રહમત અને તેની હિફાઝતમાં રહે.

**માયુસ ન હો એહલે ઝર્મી અપની ખતા સે**
**તકદીર બદલ જાતી હે મુઝતરકી દુઆ સે**

(હઝરત મવ. હકીમ મુહમ્મદ અખ્તર સા.)

# ખજાના નંબર (૩)

## કાયમી આફિયત અને નેઅમતની સ્થિરતા માટે:

اَللّٰهُمَّ اِنِّی اَعُوْذُ بِکَ مِنْ زَوَالِ نِعْمَتِکَ وَ تَحَوُّلِ عَافِيَتِکَ وَفُجَائَةِ نِقْمَتِکَ وَ جَمِيْعِ سَخَطِکَ.

અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિક મિન ઝવાલિ નેઅ્મતિક વ તહવ્વુલિ લિઆફિયતિક વ ફુજાઅતિ નિક્મતિક વ જમીએ સખતિક.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે: હે અલ્લાહ! હું આપનાથી પનાહ માંગુ છું નેઅમતની પડતીથી અને આફિયત (સલામતી)ના લુટાવવાથી અને અચાનક મુસીબત આવી જવાથી અને આપની દરેક પ્રકારની નારાજગીથી પનાહ ચાહું છું.

(મુસ્લિમ શરીફ, મિશ્કાત:૨૧૭)

**પડતી અને લૂટાવવામાં તફાવત:**

પડતીનો અર્થ એ છે કે કોઈ ચીજ બાકી ન રહે અને કોઈ મુસીબત પણ ન આવે, જેમકે કોઈનો માલ ખોવાય ગયો પરંતુ તેની સાથે કોઈ બલા– મુસીબત ન આવી તો તેને માલની નેઅમતની પડતી કહીશું. અને تحول એટલે નેઅમત પણ જતી રહે અને સાથે કોઈ મુસીબત પણ આવી જાય. હદીષ શરીફમાં બંનેથી પનાહ માંગવામાં આવી છે. મિર્કાતમાં તેની સમજુતી આ રીતે છે.

اَللّٰهُمَّ اِنِّی اَعُوْذُ بِکَ مِنْ زَوَالِ نِعْمَتِکَ(بِدُوْنِ بدَلٍ) وَ تَحَوُّلِ عَافِیَتِکَ(ای تبدل عافیتک بالبلاء) (મિર્કાત:૫/૨૨૬)

# ખજાના નંબર (૪)

## કર્ઝની અદાયગી અને રંજ–ગમને દૂર કરવા માટે:

اَللّٰهُمَّ اِنِّی اَعُوْذُ بِکَ مِنَ الْهَمِّ وَ الْحُزْنِ وَ اَعُوْذُ بِکَ مِنَ الْعِجْزِ وَ الْکَسْلِ وَ اَعُوْذُ بِکَ مِنَ الْبُخْلِ وَ الْجُبْنِ وَ اَعُوْذُ بِکَ مِنَ غَلَبَةِ الدَّیْنِ وَ قَهْرِ الرِّجَالِ.

અલ્લાહૂમ્મ ઈન્ની અઉઝુ બિક મિનલ હમ્મિ વલ હુઝનિ વ

અઉઝુ બિક મિનલ ઈજ્ઝિ વલ કસલિ વ અઉઝુ બિક મિનલ બુખ્લિ વલ જુબ્નિ વ અઉઝુ બિક મિન ગલબતિદ્દય્નિ વ કહરિર્રિજાલિ.

**તર્જુમોઃ** હે અલ્લાહ! ફિકરમંદી અને રંજ–ગમથી હું તારી પનાહ માંગુ છું અને મજબૂર–નિઃસહાય થઈ જવાથી તથા સુસ્તીથી હું તારી પનાહ ચાહું છું અને કંજૂસાઈ તથા બુઝદિલી (ડરપોકતા)થી હું તારી પનાહ ચાહું છું અને કર્ઝના ગલ્બા (વર્ચસ્વ) તથા લોકોની ઝબરદસ્તીથી તારી પનાહ ચાહું છું. (અબુદાઉદ, મિર્કાતઃ૫/૨૧૭)

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે એક માણસે અરજ કરી કે હે અલ્લાહના રસૂલ! મને મોટી મોટી ચિંતાઓ અને મોટા કર્ઝે જકડી લીધો છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુંઃ શું આપને હું એવી દુઆ ન બતાવું જેમને પઢવાથી અલ્લાહ તઆલા તમારા રંજ–ગમને દૂર ફરમાવી દેશે અને તમારા કર્ઝને અદા ફરમાવી દેશે. એ માણસે અરજ કરી યા રસૂલુલ્લાહ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જરૂર ઈરશાદ ફરમાવો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે સવાર–સાંજ આ દુઆ પઢતા રહો. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોકત દુઆ બતાવી.

**હમ્મિ અને હુઝ્નિનો અર્થઃ**

"હમ્મિ"તે ગમને કહે છે જે માણસને ઓગાળી દે અને તે "હુઝ્નિ"થી ખતરનાક છે અને "હુઝ્નિ" એટલો સખત હોતો નથી.

(મિર્કાતઃ૫/૨૧૭)

**ઈજ્ઝિ અને કસ્લિનો અર્થઃ**

ઈબાદત પર કુદરત ન થવી ઈજ્ઝિ (મજબૂરી) છે અને કુદરત

છતાં ઈબાદતમાં સુસ્તી થવી કસ્લિ કહેવાય છે. (મિર્કાત) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મજબુરી તથા સુસ્તી બંનેથી પનાહ માંગી છે.

રાવીનું બયાન છે કે એ વ્યકિતએ કહયું કે મેં તેની ઉપર અમલ કર્યો, એટલે સવાર–સાંજ આ દુઆ માંગી તો અલ્લાહે મારા ગમને દૂર કરી દીધો અને મારા કર્ઝને અદા ફરમાવી દીધો.

# ખજાના નંબર (૫)

## જાન–માલ અને પરિવારની હિફાઝત માટેનો

## અમલ:

એક સહાબી (રદિ.)એ અરજ કરી કે યા રસુલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને પોતાની જાન, પોતાની અવલાદ, પોતાના ઘરવાળાઓ અને પોતાના માલ વિશે નુકસાનનો ભય રહયા કરે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે સવાર સાંજ આ દુઆ પઢી લો.

بِسۡمِ اللّٰهِ عَلٰى دِيۡنِىۡ وَ نَفۡسِىۡ وَ وَلَدِىۡ وَ اَهۡلِىۡ وَ مَالِىۡ.

બિસ્મિલ્લાહી અલા દીની વ નફસી વ વલદી વ અહલી વ માલી

**તર્જુમો:** અલ્લાહ તઆલાના નામની બરકત થાય મારા દીન, મારી જાન, મારી અવલાદ, મારા પરિવારજન અને મારા માલ પર

(કન્ઝુલ ઉમ્માલ:૨/૬૩૬)

# ખજાના નંબર (૬)

## છુપા શિર્કથી છુટકારો અપાવનારી દુઆ:

હઝરત અબૂબકર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે શિર્ક મારી ઉમ્મતમાં કાળા પથ્થર પર ચાલતી કીડીની ગતિથી વધારે અદ્રષ્ય છે.

(કન્ઝુલ ઉમ્માલ:૨/૮૧૬)

આ સાંભળી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) ગભરાઈ ગયા અને અરજ કરી કે: તેનાથી છુટકારા અને નિકળવાનો માર્ગ કયો છે? હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે શું હું તમને એવી દુઆ ન બતાવું કે જો તમે તેને પઢી લો તો થોડા અને વધારે શિર્કથી તેમજ નાના અને મોટા શિર્કથી છુટકારો મેળવો? હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ અરજ કરી કે જરૂર બતાવો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ પ્રમાણે દુઆ માંગ્યા કરો:

اَللّٰهُمَّ اِنِّی اَعُوْذُ بِکَ اَنْ اُشْرِکَ بِکَ وَ اَنَا اَعْلَمُ وَ اَسْتَغْفِرُکَ لِمَا لَا اَعْلَمُ. (કન્ઝુલ ઉમ્માલ:૨/૮૧૬)

અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિક અન ઉશ્રિક બિક વ અના અઅ્લમુ વ અસ્તગફિરુક બિમા લાઅઅ્લમુ.

**દુઆનો તર્જુમો:** હે અલ્લાહ! હું તારી પનાહ માંગુ છું તેનાથી કે હું તારી સાથે શિર્ક કરું અને તેને હું જાણતો હોવું અને તારાથી માફી માંગુ છું તેનાથી કે હું જાણતો ન હોવું.

શિર્ક ખૂબ જ અદ્રષ્ય હોય છે, કારણકે તે અંધારી રાતમાં કાળા પથ્થર પર કાળી કીડીની ગતિથી પણ વધારે સુક્ષ્મ હોય છે એટલે કે જેવી રીતે અંધારી રાતમાં કાળા પથ્થર પર કાળી કીડી ચાલતી નજર આવતી નથી તેનાથી વધારે છુપી રીતે શિર્ક દિલમાં દાખલ થઈ જાય છે અને તેનાથી ઘણાં ઓછા લોકો બચી શકે છે, તો કમજોર

ઈમાનવાળાઓનો કેવો હાલ થશે. (મિર્કાત:૧૦/૭૦)

**ફાયદો:** આ દુઆની પાબંદી કરનારાઓ માટે શિર્કથી છુટકારાની ગેરન્ટી છે અને ઈખ્લાસની દોલતથી સમૃધ્ધ થવાની ખુશખબરી છે.

# ખજાના નંબર (૭)

## આકાશી અને જમીનની બધી મુસીબતોથી અમન:

بِـاِسْمِ اللّٰهِ الَّذِىْ لَايَضُرُّ مَعَ اِسْمِهٖ شَىْءٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَاءِ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ.

**"બિસિમલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ–અ ઈસ્મિહી શયૂઉન ફિલ્અર્દિ વલા ફિસ્સમાઇ વહુવસ્સમીઉલ અલીમ"**

**તર્જુમો:** અલ્લાહ તઆલાના નામથી અમે સવાર કરી (અથવા સાંજ કરી), જેના નામની સાથે આકાશ અથવા જમીનમાં કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શકતી નથી અને તે જાણનાર તથા સાંભળનાર છે. (મિશ્કાત:૨૦૯)

હઝરત અબ્બાન બિન ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે મેં પોતાના પિતાથી સાંભળ્યું છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે: જે બંદો સવાર અને સાંજ ત્રણ ત્રણ વખત **"બિસિમલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ–અ ઈસ્મિહી શયૂઉન ફિલ્અર્દિ વલા ફિસ્સમાઇ વહુવસ્સમીઉલ અલીમ"** પઢી લેશે તેને કોઈ વસ્તુ નુકસાન નથી પહોંચાડી શકતી. (મિશ્કાત:૨૦૯)

**નોંધ:** મુનાજાતે મકબૂલની એક મંઝિલ જો દરરોજ પઢવામાં આવે તો સાત દિવસમાં મોટા ભાગની દુઆઓ કુર્આન અને હદીષની પઢાય જશે.

# ખજાના નંબર (૮)

## દરેક પરેશાની અને બેચેની દુર કરવા માટે:

يَا حَیُّ يَا قَيُّوْمُ بِرَحْمَتِکَ اَسْتَغِيْثُ.

**"યા હય્યુ યા કય્યુમ બિ–રહમતિક અસ્તગીષ"**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જયારે કોઈ પરેશાની અને બેચેની થતી તો **"યા હય્યુ યા કય્યુમ બિ–રહમતિક અસ્તગીષ"** પઢયા કરતા હતા. અર્થાત હે સદા જીવંત રહેનાર! હે કાયમ રાખનાર! હું તારી રહમતના વાસ્તાથી ફરિયાદ કરું છું.

**શબ્દોની સમજુતી:**

يَا حُیُّ: اَیْ اَزَلاً اَبَدًا وَّحَيَاةُ كُلِّ شَیٍٔ بِهٖ مُؤَبَّدًا

હંમેશાથી છે અને હંમેશા રહેશે અને દરેક વસ્તુની જીંદગી અલ્લાહ તઆલાની આ ખૂબી જીંવતથી કાયમ છે.

يَا قَيُّوْمُ:اَیْ قَائِمٌ بِذَاتِهٖ وَ يَقُوْمُ غَيْرُهٗ بِقُدْرَتِهٖ

એટલે અલ્લાહ તઆલા પોતાની ઝાતથી કાયમ છે અને સમગ્ર સૃષ્ટિને કાયમ રાખે છે પોતાની સંપૂર્ણ કુદરતથી.

(મિર્કાત: શર્હે મિશ્કાત:૫/૨૨૧)

# ખજાના નંબર (૯)

## બૂરી મોત અને સખત મુસીબતથી હિફાઝત માટે:

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે હે લોકો!

પનાહ માંગો સખત મુસીબતથી અને બદબખ્તીના પકડી લેવાથી અને દરેક તે મૃત્યુથી જે તમારા માટે નુકસાનકારક હોય અને દુશમનોના મ્હેણા–ટોણાથી.

**દુઆનો તરીકો આ છે:**

**اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُ بِکَ مِنۡ جَهۡدِ الۡبَلَاءِ وَ دَرۡکِ الشَّقَاءِ وَ سُوۡءِ الۡقَضَآءِ وَ شَمَاتَةِ الۡاَعۡدَاءِ.**

અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિક મિન જહદિલ બલાઈ વ દરકિશ્શકાઈ વ સૂઈલ કઝાઈ વ શમાતતિલ અઅ્દાઈ.

**શબ્દની સમજુતી:**

جَهۡدِ الۡبَلَاءِ તે બલા છે જેમાં માણસ તે મુસીબતને કારણે મૃત્યુની તમન્ના કરવા લાગે એટલે જીંદગી પર મૃત્યુને પસંદ કરે. شَقَاءِ શીન પર ઝબર છે, નેકબખ્તીનું વિરોધી છે. તેને બદબખ્તી કહેવામાં આવે છે. (મિર્કાત:૫/૨૨૨)

# ખજાના નંબર (૧૦)

## અલ્લાહ તઆલાની મુહબ્બત હાસિલ કરવાની દુઆ:

તે દુઆ જેની બરકતથી અલ્લાહ તઆલાની મુહબ્બત અને અલ્લાહવાળાઓની મુહબ્બત અને તે આ'માલ જેનાથી અલ્લાહ તઆલાની મુહબ્બત પ્રાપ્ત થાય છે અને અલ્લાહ તઆલાની મુહબ્બત જાન–માલથી વધારે અને સખત તરસમાં ઠંડા પાણીથી વધારે પ્રાપ્ત થાય છે.

હઝરત અબૂદર્દા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કેઃ હઝરત દાઉદ (અલ.) આ દુઆ માંગ્યા કરતા હતા.

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ حُبَّكَ وَ حُبَّ مَنْ يُّحِبُّكَ وَ الْعَمَلَ الَّذِىْ يُبَلِّغُنِىْ حُبَّكَ اَللّٰهُمَّ اجْعَلْ حُبَّكَ اَحَبَّ اِلَىَّ مِنْ نَفْسِىْ وَ اَهْلِىْ وَ مِنَ الْمَاءِ الْبَارِدِ.

અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક હુબ્બક વ હુબ્બ મંય યુહિબ્બુક વલ અમલલ્લઝી યુબલ્લિગુની હુબ્બક, અલ્લાહુમ્મજ્અલ હુબ્બક અહબ્બ ઈલય્ય મિન નફસી વ અહલી વ મિનલ માઈલ બારિદિ.

**તરજુમોઃ** હે અલ્લાહ! હું આપનાથી આપની મુહબ્બત માંગુ છું અને તે વ્યકિતની મુહબ્બત માંગું છું જે આપનાથી મુહબ્બત કરે છે અને એવો અમલ માંગુ છું જે આપની મુહબ્બત સુધી પહોંચાડી દે. હે અલ્લાહ! આપ તારી મુહબ્બતને મારા પ્રાણથી વધારે, મારા કુટુંબીજનોથી વધારે અને ઠંડા પાણીથી વધારે પ્રિય બનાવી દે.

(તિરમિઝી)

હઝરત હાજી ઈમદાદુલ્લાહ મુહાજિર મકકી (રહ.) ફરમાવે છે કેઃ

પ્યાસા ચાહે જેસે આબે સર્દ કો
તેરી પ્યાસ ઉસસે ભી બઢ્ઢ કર મુજકો હો

**ફાયદોઃ–** અલ્લાહવાળાઓની મુહબ્બત એવી મહાન નેઅમત છે કે અલ્લાહ તઆલાની મુહબ્બત અને નેક આ'માલની મુહબ્બત માટે ઉત્તમ આધાર છે.

# નમાઝે હાજત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબી અવફા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેને અલ્લાહ તઆલાથી કોઈ હાજત–જરૂરત હોય અથવા બંદાથી કોઈ હાજત હોય તો વુઝૂ કરે અને સારી રીતે વુઝૂ કરે પછી બે રકા'ત નમાઝ પઢીને અલ્લાહ તઆલાની તારીફ કરે અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ પઢે અને પછી અલ્લાહ તઆલાથી આ પ્રમાણે દુઆ માંગે:

لَا اِلٰـهَ اِلَّا اللّٰـهُ الْـحَلِيْمُ الْكَرِيْمُ سُبْحَانَ اللّٰهِ رَبِّ الْعَرْشِ الْعَظِيْمِ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ اَسْأَلُكَ مُوْجِبَاتِ رَحْمَتِكَ وَ عَـزَائِمَ مَغْفِرَتِكَ وَ الْغَنِيْمَةَ مِنْ كُلِّ بِرٍّ وَ السَّلَامَةَ مِنْ كُلِّ اِثْمٍ لَاتَدَعْ لِىْ ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَلَا هَمًّا اِلَّا فَرَّجْتَهٗ وَ لَاحَاجَةً هِىَ لَكَ رِضًا اِلَّا قَضَيْتَهَا يَاأَرْحَمَ الرَّاحِمِيْنَ. (તિરમિઝી:૧/૧૦૮,૧૦૯)

લાઈલાહ ઈલ્લલ્લાહુલ હલીમુલ કરીમુ સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ અઝીમે વલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન અસ્અલુક મુજિબાતિ રહમતિક વ અઝાઈમ મગફિરતિક વલ ગનીમત મિન કુલ્લિ બિરિરીન વ સ્સલામત મિન કુલ્લિ ઈસમિન લાતદઅ લી ઝમ્બન ઈલ્લા ગફરતહુ વલા હમ્મન ઈલ્લા ફર્રજતહુ વલા હાજતન હિય લક રિદન ઈલ્લાહ કઝયતહા યા અરહમર્રાહિમીન.

**દુઆનો તરજુમો: અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી, જે હલીમ–સહનશીલ અને કરીમ છે. અલ્લાહ તઆલા પાક છે, જે અર્શે અઝીમનો રબ છે અને તમામ તારીફો અલ્લાહ તઆલા માટે છે જે તમામ જગતોનો પાલનહાર છે. એ અલ્લાહ તઆલા! હું તારાથી તારી રહમતને વાજિબ કરનારી ચીજોનો અને તારી મગફિરત જરૂરી કરનારી ચીજોનો સવાલ કરું છું, ઉપરાંત દરેક ભલાઈમાં પોતાનો ભાગ અને દરેક ગુનાહથી સલામતી ચાહું છું. હે અરહમુર્રાહિમીન! મારો કોઈ ગુનાહ માફ કર્યા વગર અને કોઈ રંજ દૂર કર્યા વગર અને કોઈ હાજત–જે તને પસંદ હોય–પુરી કર્યા વગર છોડીશ નહીં.**

**જરૂરી નોધ:** જેવી રીતે ખમીરા (મિસ્રી અથવા ખાંડમાં પકાવેલી દવા)નો સંપૂર્ણ લાભ તે વ્યકિત પર અસર કરે છે જે વિષ ખાવાથી પરહેજ કરે છે. એવી રીતે આ ફઝાઈલનો સંપૂર્ણ ફાયદો તે વ્યકિતને થાય છે જે ગુનાહોથી બચવાની કોશિશ કરે છે, અને જો ભૂલથી કોઈ ગુનાહ થઈ જાય તો વહેલી તકે તૌબા અને ઈસ્તિગફાર કરી લે છે. માટે આ અવરાદો વઝાઈફનો સંપૂર્ણ ફાયદો મેળવવા માટે ગુનાહોથી બચવું ખૂબ જ જરૂરી છે.

(મવ.) મુહમ્મદ અખ્તર ઉફિય અન્હુ

# ખજાના નંબર (૧૧)

## દીન પર સાબિત કદમ રહેવાની દુઆ:

يَامُقَلِّبَ الْقُلُوْبِ ثَبِّتْ قَلْبِىْ عَلٰى دِيْنِكَ.

**યા મુકલ્લિબુલ કુલૂબિ ષબ્બિત કલ્બી અલા દીનિક**

હઝરત શહર બિન જવશબ (રદિ.) ફરમાવે છે કે મે હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી અરજ કરી કે હે ઉમ્મુલ મુઅમિનીન! હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)જયારે ઘરમાં રહેતા તો આપ મોટા ભાગે કઈ દુઆ માંગતા હતા? હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ ફરમાવ્યું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અકસર (બહુધા) આ દુઆ ફરમાવ્યા કરતા હતાઃ

**યા મુકલ્લિબુલ કુલૂબિ ષબ્બિત કલ્બી અલા દીનિક.**

**તરજુમોઃ**– હે દિલોને ફેરવનાર મારા દિલને દીન પર કાયમ કરી દે.

(તિરમિઝી)

જે વ્યકિત આ દુઆ માંગતો રહેશે ઈન્શાઅલ્લાહ દીન પર સાબિત કદમ (મકકમ–અડગ) રહેશે જેની બરકતથી ખાતિમો (અર્થાત મૃત્યુ) ઈમાન પર થશે.

# ખજાના નંબર (૧૨)

## હિદાયત માટે અને નફસની બુરાઈથી બચવા માટે....

اَللّٰهُمَّ اَلْهِمْنِىْ رُشْدِىْ وَ اَعِذْنِىْ مِنْ شَرِّ نَفْسِىْ

**"અલ્લાહુમ્મ અલ્હિમની રુશ્દી વ–અઈઝ્ની મિન શર્રે નફસી"**

હઝરત ઈમરાન ઈબ્ને હુસૈન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારા પિતા હઝરત હુસૈન (રદિ.)ને દુઆના આ બે કલિમા શિખવાડયા હતા જેણે તેઓ માંગ્યા કરતા હતા. **"અલ્લાહુમ્મ અલ્હિમની રુશ્દી વ–અઈઝ્ની મિન શર્રે નફસી"**

**તર્જુમો:–** હે અલ્લાહ હિદાયતને મારા દિલમાં ઉતારી દો એટલે હિદાયતની વાતોને મારા દિલમાં ઉતારતા રહો અને મારા નફસની બુરાઈથી મને બચાવતા રહો. (તિરમિઝી)

# ખજાના નંબર (૧૩)

## કોઢ, પાગલપણ અને બધી બીમારીઓથી હિફાઝત માટે:

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنَ الْجُنُوْنِ وَ الْجُذَامِ وَ الْبَرَصِ وَ سَيِّئِ الْاَسْقَامِ.

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ–ક મિનલ જુનૂનિ વલ જુઝામિ વલ બરસિ વ સય્યિઈલ અસ્કામ.**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ માંગ્યા કરતા હતા કે હે અલ્લાહ હું આપનાથી પનાહ ચાહું છું પાગલપણાથી, કોઢથી અને રકતપિત્તથી અને બધી બીમારીઓથી. (નસાઈ)

આજના યુગમાં જયારે કે દરરોજ નવી નવી બીમારીઓ પેદા થઈ રહી છે આ દુઆનો ખાસ એહતિમામ કરવામાં આવે અને તેની સાથે બધા ગુનાહોથી બચવું જોઈએ, કારણ કે નવી નવી બીમારીઓ ગુનાહોને કારણે પેદા થાય છે, અને ગુનાહોથી દૂર રહેવાની યુકિત અલ્લાહવાળાઓને પૂછવી જોઈએ. અલ્લાહવાળાઓની સોહબતની બરકતથી ગુનાહોથી બચવાની હિમ્મત પેદા થાય છે.

# ખજાના નંબર (૧૪)

## અલ્લાહ તઆલાથી માફી અને મગ્ફિરત માટે:

اَللّٰهُمَّ اِنَّکَ عَفُوٌّ کَرِیُمٌ تُحِبُّ الُعَفُوَ فَاعُفُ عَنِّیُ

**"અલ્લાહુમ્મ ઈન્નક અફુવ્વુન તુહિબ્બુલ અફ્વ ફઅફુ અન્ની.**

હઝરત આયશા (રદિ.)એ પુછયું કે યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને શબે કદ્રની ખબર પડી જાય કે કઈ રાત્રે છે તો હું તેમાં કઈ દુઆ માંગું? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે :**"અલ્લાહુમ્મ ઈન્નક અફુવ્વુન તુહિબ્બુલ અફ્વ ફઅફુ અન્ની.** (તિરમિઝી)

**તર્જુમો:–** હે અલ્લાહ આપ ઘણું માફ કરનાર કરીમ છો, માફીને પસંદ ફરમાવો છો માટે મને માફ ફરમાવી દો.

# ખજાના નંબર (૧૫)

## કબરના અઝાબ, અને દોઝખ તેમજ માલદારી અને તંગીની બુરાઈથી પનાહ માટે:

اَللّٰهُمَّ اِنِّیُ اَعُوُذُ بِکَ مِنُ فِتُنَةِ النَّارِ وَ عَذَابِ النَّارِ وَ فِتُنَةِ الُقَبُرِ وَ عَذَابِ الُقَبُرِ وَ شَرِّ فِتُنَةِ الُغِنٰی وَ شَرِّ فِتُنَةِ الُفَقُرِ الخ

અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિક મિન ફિતનતિન્નારિ વ અઝાબિન્નારિ વ ફિતનતિલ કબરિ વ અઝાબિલ કબરિ વ શર્રિ ફિતનતિલ ગિના વ શર્રિ ફિતનતિલ ફકરિ.

તર્જુમો:– હે અલ્લાહ હું આપની પનાહ માંગું છું દોઝખના ફિતનાથી અને દોઝખના અઝાબથી અને કબરના ફિતનાથી અને કબરના અઝાબથી અને માલદારીની બુરાઈથી અને તંગીની બુરાઈથી.

(બુખારી શરીફ:૨/૯૪૪)

# ખજાના નંબર (૧૬)

## હિદાયત, તકવો, પાકદામની અને માલદારી માટેઃ

اَللّٰھُمَّ اِنِّی اَسْأَلُکَ الْھُدٰی وَ التُّقٰی وَ الْعَفَافَ وَ الْغِنٰی

**"અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ હુદા વત્તુકા વલ અફા–ફ વલ ગિના".**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યા કરતા હતા કેઃ **"અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ હુદા વત્તુકા વલ અફા–ફ વલ ગિના"** (તિરમિઝી)

તર્જુમોઃ– હે અલ્લાહ હું આપનાથી સવાલ કરું છું હિદાયતનો, તકવાનો, પાકદામનીનો અને માલદારીનો.

# ઈસ્તિખારાની નમાઝ

જયારે કોઈ કામમાં શંકા જાય કે આ કામ કરું કે ના કરું તો ઈસ્તિખારાની નમાઝ પઢીને (ઈસ્તિખારાની) દુઆ માંગે, પછી જે વાત દિલમાં બેસી જાય તેની ઉપર અમલ કરે. ઈસ્તિખારાની નમાઝ સાત વખતે પઢવી. અલ્લામા શામી (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે. હદીષ શરીફમાં છે કે જે વ્યકિત મશ્વેરો કરીને કામ કરે તે પછતાતો નથી અને અલ્લાહ તઆલાથી ઈસ્તિખારો કરે છે તે નિષ્ફળ થતો નથી અને પોતાના રબથી ઈસ્તિખારો ન કરવો બદનસીબી અને બદબખ્તી છે.

**નોધઃ–** ઈસ્તિખારામાં સપનું આવવું અથવા જમણી–ડાબી બાજુ કોઈ ચીજ હરકત કરવી જરૂરી નથી, માત્ર દિલમાં જે ખ્યાલ સ્થિર

થઇ જાય તેની ઉપર અમલ કરે.

જયારે કોઇ મુશ્કિલ કામ પેશ આવે, દા.ત. મંગની, શાદી, વેપાર, સફર વગેરે તો જરૂર ઈસ્તિખારો કરી લે, ઈન્શાઅલ્લાહ કયારેય પોતાના કામમાં પછતાવો નહીં થાય.

# ઈસ્તિખારાનો તરીકો

બે રકાત નફિલ નમાઝ પઢીને ખૂબ દિલ લગાવીને આ દુઆ પઢે:

اَللّٰھُمَّ اِنِّی اَسۡتَخِیۡرُکَ بِعِلۡمِکَ وَ اَسۡتَقۡدِرُکَ بِقُدۡرَتِکَ وَ اَسۡئَلُکَ مِنۡ فَضۡلِکَ الۡعَظِیۡمِ فَاِنَّکَ تَقۡدِرُ وَلَا اَقۡدِرُ وَتَعۡلَمُ وَلَا اَعۡلَمُ وَ اَنۡتَ عَلَّامُ الۡغُیُوۡبِ ط اَللّٰھُمَّ اِنۡ کُنۡتَ تَعۡلَمُ اَنَّ ھٰذَا الۡاَمۡرَ خَیۡرٌ لِّیۡ فِیۡ دِیۡنِیۡ وَ مَعَاشِیۡ وَ عَاقِبَةِ اَمۡرِیۡ فَاقۡدِرۡہُ وَ یَسِّرۡہُ لِیۡ ثُمَّ بَارِکۡ لِیۡ فِیۡہِ وَ اِنۡ کُنۡتَ تَعۡلَمُ اَنَّ ھٰذَا الۡاَمۡرَ شَرٌّ لِّیۡ فِیۡ دِیۡنِیۡ وَ مَعَاشِیۡ وَ عَاقِبَةِ اَمۡرِیۡ فَاصۡرِفۡهُ عَنِّی وَاصۡرِفۡنِیۡ عَنۡهُ وَ اقۡدِرۡ لِیَ الۡخَیۡرَ حَیۡثُ کَانَ ثُمَّ اَرۡضِنِیۡ بِہٖ.

અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરૂક બિઈલ્મિક વ અસ્તક્દિરુક બિકુદરતિક વ અસ્અલુક મિન્ ફદ્‌લિકલ અઝીમ, ફઈન્નક તક્દિરુ વલા અકદિરુ વ તઅ્‌લમુ વલા અઅ્‌લમુ વ અન્ત અલ્લામુલ ગુયૂબ. અલ્લાહુમ્મ ઈન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર ખયરુલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી,ફક્દિર્હુલી વ યસ્સિરહૂ લી, સુમ્મ બારિક લી ફીહી વ ઈન્ કુન્ત તઅ્‌લમુ અન્ન હાઝલ અમ્ર શર્રુલ્લી ફી

દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફસ્રિફહૂ અન્ની વસ્રિફની અન્હૂ વક્દિર્ લિયલ્ ખય્ર હય્ષુ કા–ન ષુમ્મ અર્દિની બિહી.

તર્જુમોઃ– હે અલ્લાહ તઆલા! હું તારા ઈલ્મના વાસ્તાથી તારી પાસે ખૈર માંગું છું, અને તારી કુદરતના વાસ્તાથી તારી કુદરત માંગુ છું અને તારા મહાન ફઝલનો તારાથી સવાલ કરું છું, કારણ કે બેશક તુ જ કુદરતવાન છે અને મને જરાય કુદરત નથી તથા તુ જાણે છે અને હું જાણતો નથી અને તુ તો સમગ્ર ગૈબને જાણનારો છે. હે અલ્લાહ તઆલા! જો આ કામ તારી જાણકારી મુજબ મારા માટે મારી દુનિયા અને આખિરતમાં બેહતર હોય તો તુ એને મારા માટે નિયુકત ફરમાવી દે, પછી મારા માટે એમાં બરકત અતા ફરમાવ અને તારા ઈલ્મમાં મારા માટે આ કામ મારી દુનિયા તથા આખિરતમાં બુરું હોય તો એને મારાથી અને મને એનાથી દૂર ફરમાવી દે અને મારા માટે ખૈર મુકદર ફરમાવ, જયાં પણ હોય, પછી એના પર મને રાજી ફરમાવી દે.

જયારે " اَنَّ هٰذَا الْاَمْرَ " પર પહોંચે તો પોતાના કામ અથવા મતલબનો ખ્યાલ કરે, ધ્યાન કરે. જો શંકા દૂર ન થાય તો સાત દિવસ ઈસ્તિખારો કરે, જો ઉતાવળ હોય તો એક જ મજલિસમાં સાત વખત બે–બે રકા'ત નફિલ પઢીને આ દુઆ પઢી લે.

# નમાઝે તૌબા

કોઈ વાત શરીઅત વિરુધ્ધ થઈ જાય તો બે રકા'ત નફિલ પઢીને અલ્લાહ તઆલાથી ખૂબ કાકલૂદી અને રડી રડીને તૌબા કરે અને પછતાવા સાથે માફી માંગે. હદીષ શરીફમાં છે કે રડે અને જો રડવું ન આવે તો રડવાની સુરત બનાવે અને હવે ગુનાહ ન કરવાનો

પાકો ઈરાદો કરે. તેનાથી ખુદાના ફઝલથી ગુનાહો માફ થઈ જાય છે.

હઝરત શૈખુલ હદીષ (રહ.) એ હઝરત અબુલૈસ સમરકંદી (રહ.)નું કથન નકલ કર્યુ છે કે દરેક વ્યકિત માટે જરૂરી છે કે વધુ પ્રમાણમાં لَاۤ اِلٰـهَ اِلَّا اللّٰـهُ પઢયા કરે અને અલ્લાહ તઆલાથી ઈમાન બાકી રહેવાની દુઆ કરતો રહે અને પોતાને ગુનાહોથી બચાવતો રહે, એટલા માટે કે ઘણા લોકો એવા છે કે ગુનાહોની નહુસતથી તેમનું ઈમાન નીકળી જાય છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જમાનામાં એક નવયુવાનથી મોત વખતે કલિમો ન નીકળ્યો તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લઈ ગયા, પૂછયું શું કારણ છે? અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એક તાળુ લાગેલું છે. હકીકત માલૂમ થઈ કે તેમની વાલિદા નારાજ છે, પોતાની વાલિદાને સતાવી છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વાલિદાને બોલાવી અને સમજાવ્યું કે જો તમારા પુત્રને કોઈ આગમાં નાખે તો શું તમે તેની સિફારશ કરશો? કહયું 'હાં', ફરમાવ્યું કે તમે તેને માફ કરી દો. તેણે માફ કરી દીધો, માફ કરતા જ નવયુવાનની જબાનથી કલિમો નીકળ્યો.

હદીષ શરીફમાં છે કે જે કલિમાને ઈખ્લાસ સાથે પઢશે તે જરૂર જન્નતમાં જશે. અરજ કરી કે ઈખ્લાસથી શું મુરાદ છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હરામ કામોથી તેને રોકી દે.

**ફાયદો:**– હરામ કામોથી તૌબા કર્યા વગર મરવાથી ગુનાહોની સજા ભોગવીને જન્નત મળશે, પરંતુ એ કે અલ્લાહ તઆલા માફ ફરમાવી દે, પરંતુ હરામ કામોનું એક પરિણામ ઉપર બયાન કર્યુ કે ઈમાન નીકળી જવાનો ખતરો રહે છે, એટલા માટે હરામ કામોથી બચવાનો

**એહતિમામ ખૂબ જ જરૂરી છે.**

**હિકાયતઃ– એક વ્યકિતને મરતી વખતે તૌબા શબ્દ ન નીકળતો હતો અને એ જ હાલતમાં મૃત્યુ પામ્યો અને બીજા શબ્દો નીકળતા હતા. આ હિકાયત હમણાંની છે, તે લગાતાર મોટા ગુનાહોમાં સંડોવાયેલો હતો અને તૌબા ન કરતો હતો, તેને કારણે મરતી વખતે તૌબા નસીબ ન થઈ.**

# શ્રેષ્ઠ વઝીફો

હઝરત અબૂ અય્યુબ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે સૂરએ ફાતિહા, આયતુલ કુર્સી, શહિદલ્લાહુ અને અલ્લાહુમ્મ માલિકલ મુલ્કિ...બિગય્રિ હિસાબ નાઝિલ થઈ તો અર્શ પર લટકીને ફરિયાદ કરી કે શું આપ અમને એવી કોમ પર નાઝિલ ફરમાવી રહયા છો કે જે ગુનાહ કરશે? ઈરશાદ ફરમાવ્યો કે કસમ છે મારી ઈઝ્ઝત, જલાલ અને બુલંદીની કે જે વ્યકિત દરેક ફર્ઝ નમાઝ પછી તમારી તિલાવત કરશે, હું તેમની મગફિરત કરીશ અને જન્નતુલ ફિરદોસમાં જગ્યા આપીશ અને દરરોજ સિત્તેર વખત રહમતભરી નજરથી નવાઝિશ કરવામાં આવશે અને સિત્તેર હાજતો પુરી કરવામાં આવશે, તેમાં નાનકડી મગફિરત છે. (દયલમી)

**ફાયદોઃ–** કેટલીક રિવાયતોમાં છે કે દુશ્મનો પર તેનો દબદબો છવાઈ જશે. (રૂહુલ મઆનીઃ ૩/૧૦૬)

**પઢવાનો તરીકોઃ–** અલ્હમ્દુ શરીફ અને આયતુલ કુર્સી પઢીને આ પઢેઃ

شَهِـدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ وَ الْمَلٰٓئِكَةُ وَ اُولُوا الْعِلْمِ قَآئِمًا

بِالْقِسْطِ ط لَااِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ وَمَااخْتَلَفَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْ بَعْدِ مَا جَاءَ هُمُ الْعِلْمُ بَغْيًا م بَيْنَهُمْ ط وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ.

પછી આ પઢે:

اَللّٰهُمَّ مَالِكَ الْمُلْكِ تُؤْتِى الْمُلْكَ مَنْ تَشَاءُ وَ تَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَاءُ وَ تُعِزُّ مَنْ تَشَاءُ وَ تُذِلُّ مَنْ تَشَاءُ بِيَدِكَ الْخَيْرُ ط اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ. تُوْلِجُ الَّيْلَ فِى النَّهَارِ وَ تُوْلِجُ النَّهَارَ فِى الَّيْلِ وَ تُخْرِجُ الْحَىَّ مِنَ الْمَيِّتِ وَ تُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَ تَرْزُقُ مَنْ تُشَاءُ بِغَيْرِ حِسَابٍ.

શહિદલ્લાહુ અન્નહુ લા ઈલા–હ ઈલ્લા હુ–વ વલ મલાઈકતુ વ ઉલુલ ઈલ્મિ કાઈમમ બિલ્કિસ્તિ લા ઈલા–હ ઈલ્લા હુવલ અઝીઝુલ હકીમ. ઈન્નદીન ઈન્દલ્લાહિલ ઈસ્લામ, વ મખ્ત–લફલ્લઝીન ઉતુલ કિતાબ ઈલ્લા મિમ બઅ્દિ મા જા–અહુમુલ ઈલ્મુ બગ્યમ બયનહુમ વમંય્યકફુર બિઆયાતિલ્લાહિ ફઈન્નલ્લાહ સરીઉલ હિસાબ.

પછી આ પઢે:

કુલિલ્લાહુમ્મ માલિકલ મુલ્કિ તુઅ્તિલ મુલ–ક મન તશાઉ વ તન્ઝિઉલ મુલ–ક મિમ્મન તશાઉ વ તુઈઝ્ઝુ મન તશાઉ વ તુઝિલ્લુ

મન તશાઅ્ બિ–યદિકલ ખય્ર,ઈન્ન–ક અલા કુલ્લિ શય્ઈન કદીર. તૂલિજુલ લય્–લ ફીન્નહારિ વ તૂલિજુન નહા–ર ફીલ્લય્લિ વ તુખરિજુલ હય્–ય મિનલ મય્યિતિ વ તુખરિજુલ મય્યિ–ત મિનલ હય્યિ વ તર્ઝુકુ મન તશાઉ બિગય્રિ હિસાબ.

મેરી બે–તાબી દિલમેં ઉન્હીંકા જઝબે પિન્હા હે
મેરા નાલ ઉન્હીં કે લુત્ફ કા મમ્નૂને એહસાં હે

હઝરત મવલાના હકીમ મુહમ્મદ અખ્તર સા.



# અડગતા અને હુસ્ને ખાતિમા માટે સાત પુરાવા સહિતના નુસખા

## હુસ્ને ખાતિમાનો પહેલો નુસખોઃ

દરેક ફર્ઝ નમાઝ પછી આજીજી અને કાકલુદી સાથે આ દુઆ પઢવીઃ

﴿رَبَّنَا لَاتُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً اِنَّكَ اَنْتَ الْوَهَّابُ﴾

રબ્બના લાતુઝિગ કુલૂબના બઅ્દ ઈઝ હદયતના વ હબ લના મિન લદુનક રહમતંવ ઈન્નક અન્તલ વહહાબુ.

**તર્જુમો અને તફસીરઃ–**

હે અમારા પરવરદિગાર! જયારે તે અમને ખરો માર્ગ દેખાડયો તો અમારા દિલોને (અવળા માર્ગ તરફ) ફેરવીશ નહિ અને અમને પોતાની પાસેથી (ખાસ) રહમત અર્પણ કર, બેશક તુ જ સઘળું આપનાર છે.

આ આયતમાં અલ્લાહ તઆલાએ અડગતા અને હુસ્ને ખાતિમાની બંદાઓ માટે સરકારી હુકમ નાઝિલ ફરમાવ્યો છે અને જયારે બાદશાહ જાતે હુકમ આપે તો તેની કબુલિયત યકીની છે, માટે આ દુઆની બરકતથી અડગતા અને હુસ્ને ખાતિમા ઈન્શાઅલ્લાહ નસીબ થશે.

તફસીરે રૂહુલ મઆનીથી આ આયત વિશે કેટલાક અગત્યના મર્મ લખવામાં આવે છેઃ

અહીંયા રહમતથી મુરાદ દીન પર અડગતા છે, અને وَهَــبْ પછી لَنَا અને مِنْ لَّدُنْکَ બે સંબંધો નાઝિલ ફરમાવીને અસલ ચીજ એટલે અડગતાની નેઅમત રહમત વચ્ચે થોડો ફાસલો કરી દીધો જેથી બંદાઓના શોખમાં વધારો થાય, જેમકે પિતા નાના બાળકને લાડુ બતાવીને હાથ ઉંચે કરી દે છે તો બાળક ખુશીમાં કુદવા લાગે છે.

તેની હિકમત એ છે કે હુસ્ને ખાતિમા અને દીન પર અડગતા બંને નેઅમતો એક બીજા સાથે જોડાયેલી છે, માટે આ બંને નેઅમતો જેની બરકતથી જહન્નમથી છુટકારો અને જન્નતમાં હંમેશાનુ રોકાણ નસીબ થાય છે. આ આપણી જિંદગીની મેહનતોનું પરિણામ નથી, એટલા માટે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓને આ હકીકતની જાણ કરી કે ખબરદાર! પોતના કોઈ અમલના બદલાનો વિચાર પણ ન કરવો.

આ અડગતા જેની ઉપર હુસ્ને ખાતિમા નિશ્ચિત છે આ તે મહાન નેઅમત છે જે જન્નતમાં દાખલ થવાનું કારણ છે, જેનો આપણે કોઈ બદલો આપી શકતા નથી કારણ કે દા.ત.એંસી વરસની નમાઝ–રોઝાથી એંસી વરસની જન્નત મળવી આ કાનૂની સમાનતા હોઈ શકે છે પરંતુ હંમેશા માટે મૃત્યુ વગર જન્નત મળવી અને એ પણ થોડા અમલ પર એ ખુદાનું ઈનામ છે. અલ્લામા આલુસી (રહ.) ફરમાવે છે:

وَ فِیْ اِخْتِیَارِ صِیْغَةَ الْھِبَةِ اِیْمَاءٌ اَنَّ ھٰذَا الرَّحْمَةِ اَیْ ذٰلِکَ التَّوْفِیْقِ لِلْاِسْتِقَامَةِ عَلٰی الْحَقِّ تَفَضَّلٌ مَحْضٌ بِدُوْنِ شَائِبَةِ وُجُوْبِ عَلَیْهِ تَعَالٰی شَانُهٗ.

**તર્જુમો:–** અને هبه صیغه થી તાબીરમાં અલ્લાહ તઆલાએ ઈશારો ફરમાવ્યો કે આ રહમતથી મુરાદ તે હકની તૌફીક છે જેની બરકતથી બંદો હક દીન પર કાયમ રહે છે જે માત્ર અલ્લાહ તઆલાનો ફઝલ છે, તેનો કરમ છે જેને અર્પણ કરે اِنَّکَ اَنْتَ الْوَهَّاب તમને અમારાથી બદલામાં માંગવાનો શો હક છે અને કેમ હક છે કારણ કે અમે મોટા સખીદાતા અને અર્પણ કરનાર છીએ. અલ્લામા આલુસી (રહ.) ફરમાવે છે કે لِاَنَّکَ اَنْتَ الْوَهَّاب એટલે اِنَّکَ اَنْتَ الْوَهَّاب છે.

(તફસીરે રૂહુલ મઆની:૯૦)

**હુસ્ને ખાતિમાનો બીજો નુસ્ખો:**

અડગતા અને હુસ્ને ખાતિમા માટે આ દુઆ વધુ માત્રામાં પઢવામાં આવે:

يَا حَیُّ يَا قَيُّوْمُ بِرَحْمَتِکَ اَسْتَغِيْثُ

યાહય્યુ યા કય્યુમુ બિરહમતિક અસ્તગીષુ

**તર્જૂમો:–** હે સદા જીવંત રહેનાર! હે કાયમ રાખનાર! હું તારી રહમતના વાસ્તાથી ફરિયાદ કરું છું.

يَا حَی:અલ્લાહ તઆલાની રહમતથી જ માનવી નફસની બુરાઈથી બચી શકે છે, હય્યુ અને કય્યુમમાં ઈસ્મે આઝમનો અસર છે, હય્યુનો અર્થ શરૂથી અંત સુધી જીવતો હોય અને દરેક વસ્તુ તેનાથી કાયમ હોય.

يَا قَيُّوْمُ:તે ઝાત જે પોતાની ઝાતથી કાયમ હોય અને તમામ સૃષ્ટિને પોતાની કુદરતથી કાયમ રાખનાર હોય.

اَسْتَغِيْثُ: ای اطلب الاغاثة و اسئل الاعانة.

તલબ કરું છું અલ્લાહ તઆલાથી મદદને અને તેની સહાયતાને.

يَا حَــيُّ يَــا قَيُّـوُمُ بِــرَحُمَتِکَ اَسُتَغِيُـثُ નું વિર્દ અડગતા અને હુસ્ને ખાતિમા માટે તેમજ દરેક ગમ અને મુસીબતના છુટકારા માટે અકસીર છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જયારે કોઈ ગમ અને મુસીબત પેશ આવતી તો આપ આ વિર્દને અકસર કરતા હતા.

عَـنُ اَنَــسٍ رَضِــیَ الـلّٰهُ تَعَالٰی عَنُهُ اَنَّ رَسُوُلَ اللّٰهِ ﷺ اِذَا كربه اَمُرٌ يَقُوُلُ يَا حَیُّ يَا قَيُّوُمُ بِرَحُمَتِکَ اَسُتَغِيُثُ

અલ્લાહ તઆલાની રહમત વગર એક ઘડી પણ માનવી નફસની બુરાઈઓથી સુરક્ષિત રહી શકતો નથી. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે:

﴿اِنَّ النَّفُسَ لَاَمَّارَةٌ بِالسُّوُءِ اِلَّا مَارَحِمَ رَبِّی﴾

**તર્જુમો અને તફસીર:–**

નફસ તો દરેકને બુરી વાત બતાવે છે પરંતુ તે નફસ કે જેની ઉપર મારો રબ રહમ કરે જેમકે અંબિયા (અલ.)ના નફસ સંતુષ્ટ (નિચિંત) હોય છે, જેમાં હઝરત યુસુફ (અલ.)નો નફસ પણ દાખલ છે, ખુલાસો એ છે કે મારી પવિત્રતા મારો ઝાતી કમાલ નથી બલ્કે ખુદાની રહમતનો અસર છે.

كثيرة الامر (للمبالغة) بالسوء:امارة

કયામત સુધીના ગુનાહોના પ્રકાર વર્તમાનના અને ભવિષ્યના

તેમાં આવી ગયા, માટે તે નવા નવા ગુનાહોના સાધનો પણ આ "સુઅ"માં દાખલ થઈ ગયા જે કયામત સુધી શોધાશે.

રૂહુલ મઆનીમાં مَارَحِمَ ની તફસીર આ છે :

اِلَّافِیْ وَقْتِ رَحْمَةِ رَبِّی وَ عِصْمَتِهٖ

એટલે નફસ દરેક વખતે બુરાઈનો માર્ગ બતાવે છે પરંતુ જયાં સુધી બંદો અલ્લાહ તઆલાની હિફાઝત અને રહમતના છાયડામાં રહે છે ત્યાં સુધી નફસ તેનું કંઈ બગાડી શકતો નથી. મવલાના રૂમી (રહ.)એ ફરમાવ્યું:

گر ہزاراں دام باشد بر قدم

چوں تو بامائی نباشد ہیچ غم

જો હજારો ગુનાહોની જાળ દરેક કદમ પર હોય પરંતુ હે ખુદા! તમારી મદદ હોય તો કોઈ ગમ નથી.

رَحِمَ ની તફસીર રૂહૂલ મઆનીથી માલૂમ થયું કે કોઈનો નફસ જો એક નફસ પણ પવિત્રતા અને રહમતથી વંચિત રહયો તો જે બુરાઈમાં સંડોવાય જાય તેનો ભય છે.

**હુસ્ને ખાતિમાનો ત્રીજો નુસખો :**

**મિસ્વાક કરવું :**

અલ્લામા શામી બિન આબિદીન ભાગ:૧ પાન નં. ૮૪ પર લખે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે: મિસ્વાક સાથે વુઝૂ કરી નમાઝ પઢવાથી તેનો સવાબ સિત્તેર ઘણો વધી જાય છે.

મિસ્વાકની બરકતથી મોત વખતે કલિમો યાદ આવશે.

મિસ્વાકની સુન્નતના ફાયદામાં મોત વખતે કલિમો યાદ આવે છે. અલ્લાહ તઆલા આપણે બધાને પોતાના એહસાન અને કરમથી નસીબ ફરમાવે. (શામી:૧/૮૫)

મિસ્વાક પકડવાનો મસ્નૂન તરીકોઃ હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદિ.)થી રિવાયત છે કે નાની આંગળીને મિસ્વાક નીચે રાખવી અને અંગુઠાને મિસ્વાકના ઉપરના ભાગમાં નીચે રાખે અને બાકી આંગળીઓ મિસ્વાક પર રાખે. (શામીઃ ૧/૮૫)

**હુસ્ને ખાતિમાનો ચોથો નુસખોઃ**

**ઈમાન ઉપર શુક્ર કરવોઃ**

અલ્લાહ તઆલાનો ઈરશાદ છેઃ

﴿لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ﴾

જો તમે નેઅમતોનો શુક્ર કરશો તો અમે નેઅમતોમાં વધારો કરીશું. (સૂરએ ઈબ્રાહીમ:પારહ ૧૩)

માટે ઈમાન પર શુક્ર ઈમાનની મજબુતીનું કારણ છે.

**હુસ્ને ખાતિમાનો પાંચમો નુસખોઃ**

**બુરી નજરથી હિફાઝતઃ**

બુરી નજરથી હિફાઝત પર ઈમાનની મીઠાશનો વાયદો છે, જયારે દિલમાં એક વખત આવી જાય છે તો પછી જતી નથી, માટે હુસ્ને ખાતિમાની ખુશખબરી આ અમલ ઉપર પણ છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈરશાદ ફરમાવે છેઃ

ان النظر سهم من سهام ابليس مسموم من تركها مخافتى ابدلته ايمانا يجد حلاوة فى قلبه.

(તબરાની, કન્ઝુલ ઉમ્માલઃ ૫/૨૨૮)

આ હદીષે કુદસી છે, જેની તફસીર મુલ્લા અલી કારી (રહ.)એ આ રીતે બયાન કરી છે:

હદીષે કુદસી તે છે જેણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના શબ્દોમાં બયાન કરે અને તેની નિસ્બત અલ્લાહ તઆલા શાનુહૂ તરફ કરે. (મિર્કાત:૧/૯૫)

**હદીષનો તર્જુમો:–** બેશક નજર ઈબ્લીસના તીરોમાંથી એક ઝેરીલું તીર છે, જે બંદાએ મારા ડરથી પોતાની નજર (ગેરમહરમથી) મેહફૂઝ રાખી તો તેને એવું ઈમાન નસીબ કરીશ જેની મીઠાસ તે દિલમાં અનુભવશે.

મુલ્લા અલી કારી (રહ.) ફરમાવે છે કે જેના દિલમાં ઈમાનની મીઠાસ દાખલ થાય છે તે કયારેય નીકળતી નથી.

(મિર્કાત:૧/૭૨)

માટે આ અમલ પર પણ ઈમાન પર ખાતિમાની ખૂશખબરી સંભળાવવામાં આવી છે.

આ હુસ્ને ખાતિમાની દોલત આજે સડકો ઉપર વહેંચાઈ રહી છે, નજરની હિફાઝત કરો અને આ દોલત પ્રાપ્ત કરો.

**હુસ્ને ખાતિમાનો છઠ્ઠો નુસખો:**

**અઝાન પછી દુઆ પઢવી:**

જેને દુઆએ વસીલો પણ કહે છે. અઝાનના કલિમાતનો જવાબ આપો પછી અઝાન પૂરી થયા પછી દુરૂદ શરીફ પઢો અને આ દુઆ પઢો:

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِالْقَآ ئِمَةِ اٰتِ مُحَمَّدَنِ

الْوَ سِيْلَةَ وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًامَّحْمُوْدَ نِ الَّذِىْ وَعَدْتَّهٗ اِنَّكَ

لَا تُخْلِفُ الْمِيْعَادَ.

અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅવતિત્તામ્મતિ વસ્સલાતિલ્ કાઈમતિ આતિ મુહમ્મદનિલ વસીલ–ત વલ ફઝીલત વબ્અષ્હૂ મકામમ્ મહમૂદનિલ્લઝી વઅદતહૂ, ઈન્નક લા તુખ્લિફુલ્ મીઆદ.

(મિશ્કાત)

બુખારી શરીફની રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈરશાદ ફરમાવે છે કે જે વ્યકિત આ દુઆને પઢશે એના માટે મારી સિફારિશ વાજિબ થઈ જશે.

મુલ્લા અલી કારી (રહ.) ફરમાવે છે કે તેમાં હુસ્ને ખાતિમાની ખુશખબરી મોજૂદ છે કે તેનો ખાતિમો ઈમાન પર થશે કારણકે સિફારિશ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કાફિરને નહીં મળે. (મિર્કાતઃ૨/૧૬૨)

નોટઃ– અઝાનની દુઆમાં "વઅદતહૂ" શબ્દ સુધી બુખારી વગેરેની રિવાયત છે અને એ પછીના જે શબ્દો છે તે બયહકીની સુનને કબીરમાં છે.

**હુસ્ને ખાતિમાનો સાતમો નુસખોઃ**

**અલ્લાવાળાઓની સોહબત (સંગાથ) અપનાવવી અને તેમનાથી મુહબ્બત કરવી માત્ર અલ્લાહ માટે.**

બુખારી શરીફની બે રિવાયતોથી માલુમ થાય છે કે નીચે બયાન કરેલ અમલથી હુસ્ને ખાતિમો નસીબ થાય છે.

**રિવાયત–૧:** એક વ્યકિત ઝિક્રની મજલિસમાં અથવા અલ્લાહવાળાની મજલિસમાં કોઈ હાજતથી જતા થોડી વાર બેસી ગયો, અલ્લાહ તઆલાએ ફરિશ્તા દ્વારા તે ઝિક્ર કરનારાની

મગફિરતનું એલાન કરાવ્યું, તો ફરિશ્તાએ કહયું કે તેમાં ફલાણો વ્યકિત પોતાની જરૂરત માટે આવ્યો હતો અને ત્યાં બેસી ગયો અને તે ગુનેગાર પણ છે. ઈરશાદ ફરમાવ્યો કે આવી બરકતવંતી મજલિસમાં બેસનારો વંચિત રહી શકતો નથી. મેં તેને માફ કરી દીધો.

હઝરત ઈબ્ને હજર અસ્કલાની (રહ.) ફરમાવે છે કે બેશક અલ્લાહવાળાઓ પાસે બેસનારો તેમાં જ ગણાય છે બધી તે નેઅમતોમાં જે તેમની ઉપર અલ્લાહ તઆલા ફરમાવે છે અને આ અલ્લાહવાળાઓનો ઈકરામ (આદર) છે (જેમકે આદરણીય મહેમાન સાથે તેના સામાન્ય નોકરને પણ ઉચ્ચ નેઅમતો આપવામાં આવે છે.) (ફત્હુલ બારીઃ૧૧/૨૧૩)

આગળ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છેઃ

માનવીનું ઝિક્ર શ્રેષ્ઠ છે, ફરિશ્તાઓના ઝિક્રથી, કારણ કે માનવી હજારો પ્રકારની મશ્ગુલીમાં વ્યસ્ત હોય છે છતાં અલ્લાહ તઆલાને ભૂલતો નથી.ફરિશ્તાઓને ઝિક્ર સિવાય બીજુ કોઈ કાર્ય હોતુ નથી અને ફરિશ્તાઓ ખુદાને જોઈને તેને યાદ કરે છે અને માનવી અલ્લાહને જોયા વગર યાદ કરે છે.

મવલાના અસદુલ્લાહ સહારનપુરી (રહ.)એ ફરમાવ્યુંઃ

**ગો હજાર શુગ્લ હૈં દિન રાત મેં**
**લેકિન અસ્અદ આપ સે ગાફિલ નહિ**

મવલાના હકીમ મુહમ્મદ અખ્તર સા. ફરમાવે છેઃ

**દુનિયા કે મશ્ગલોમેં ભી યે બા–ખુદા રહે**
**યે સબકે સાથ રહકર ભી સબસે જુદા રહે**

**રિવાયત–૨ઃ**

બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં રિવાયત છે કે ત્રણ

ખુબીઓ (વિશેષતાઓ) જેમાં હશે તેની બરકતથી ઈમાનની મીઠાશ પ્રાપ્ત કરશે.

(૧) જેના દિલમાં અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સમગ્ર વિશ્વથી પ્રિય હોય.

(૨) જે કોઈ બંદાથી મુહબ્બત કરે માત્ર અલ્લાહ તઆલા માટે કરે.

(૩) જે ઈમાન નસીબ થયા પછી કુફ્રમાં જવાને એવું નાપસંદ કરે જેવું કે આગમાં જવાને.

ઈમાન પર ખાતિમા માટે અલ્લાહ તઆલા માટે કોઈનાથી મુહબ્બત કરવી એક મહાન કારણ છે અને સ્પષ્ટ છે કે આ મુહબ્બત અલ્લાહવાળાઓ સાથે ઉચ્ચ અને પૂર્ણ કક્ષાની હોય છે, માટે કોઈ અલ્લાહવાળાથી મુહબ્બત કરવામાં આવે.

મુલ્લા અલી કારી (રહ.) મિર્કાતઃ૫/૭૪ પર લખે છે કે ઈમાનની મીઠાશ જયારે એક વખત અર્પણ થાય છે તો કયારેય નીકળતી નથી. (આ શાહી તોહફો છે, બાદશાહ ભેટ આપીને કયારેય પાછી લેતો નથી) માટે અલ્લાહવાળાઓની મુહબ્બતથી ઈમાનની મીઠાશ નસીબ થવી અને તેની ઉપર હુસ્ને ખાતિમાની દોલત નસીબ થવી એક સ્પષ્ટ હકીકત છે.

**અલ્લાહવાળી મુહબ્બતની પાંચ શરતોઃ**

મુલ્લા અલી કારી (રહ.) ફરમાવે છે કે મુહબ્બત માત્ર અલ્લાહવાળી ત્યારે બને છે જયારે કે...

(૧) આ મુહબ્બત સ્વાર્થથી ન હોય (૨) બદલો મકસદ ન હોય (૩)દુનિયાનો સામાન મતલૂબ ન હોય (૪) દુનિયાની રોચકતા (મોજ શોખ) મતલૂબ ન હોય (૫) માનવીય તકાદાઓથી પાક હોય.

(મિર્કાતઃ૧/૭૫)

**ઈમાનની મીઠાશની પાંચ નીશાનીઓઃ**

(૧) ઈબાદતમાં લજજત આવે છે (૨) બધી ઈચ્છાપૂર્તિ પર ઈતાઅતને અગ્રતા આપે છે (૩) પોતાના રબને રાજી કરવામાં દરેક તકલીફ વેઠે છે (૪)દરેક મુસીબતમાં સબરનો ઘુંટડો પીએ છે (૫)દરેક હાલતમાં પોતાના ખુદાની તકદીર પર રાજી રહે છે, આક્ષેપ અને શિકાયત નથી કરતો ન જીભથી ન દિલથી.

(મિર્કાતઃ૧/૭૪)

વઅઝે મુહાસિને ઈસ્લામમાં છે કે હિન્દુ આર્યોએ જયારે બધા મુસલમાનોને હિન્દુ બનાવવાની ચળવળ ચલાવી તો તે લોકો જે અલ્લાહવાળાઓથી સંબંધ ધરાવતા હતા તેઓ તેમને સખત હતાશ કરતા હતા તેથી કાનપુરમાં એક મોકા પર કોઈએ કહયું કે જો ઈસ્લામ વિરોધી કોઈ વાત કરી તો માથા પર એટલા ચપ્પલ મારીશ કે ખોપરી વાળ વગરની કરી નાખીશ. તમે જાણો છો કે અમે મવલાના ગંગોહીના મુરીદ છીએ અને દિલ્લીના આર્ય મરકઝ પર રિપોર્ટ આવી કે અમારો અસર બિલકુલ ન થયો.

یک زمانہ صحبتے با اولیاء

بہتر از صد سالہ طاعتِ بے ریا

**તર્જુમોઃ–** એક જમાનો અવલિયાની સોહબત સો વર્ષની ઈખ્લાસની ઈબાદતથી એટલા માટે ઉત્તમ છે કે તેમની સોહબતથી એવો યકીન અને ઈમાન નસીબ થાય છે કે મૃત્યુ સુધી સાથે રહે છે. હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફઅલી થાનવી (રહ.)એ આ શઅરનો આ જ અર્થ બયાન કર્યો છે કે અલ્લાહવાળાઓની સોહબતથી દિલમાં એવી વાત પેદા થાય છે જેનાથી ઈસ્લામથી

નીકળવાનો ભય રહેતો નથી, ભલે મોટા ગુનાહ થઈ જાય, પરંતુ ઈસ્લામના ડાયરામાંથી નીકળતો નથી, તેની વિરુધ્ધ હજાર વર્ષની ઈબાદત શયતાનને મરદુદ થવાથી ન રોકી શકી.

(મલફૂઝાતે હસનુલ અઝીઝઃ ૧૫)

અલ્હમ્દુલિલ્લાહ હુસ્ને ખાતિમાના આ સાત નુસખા બયાન થયા, અલ્લાહ તઆલા બધાને અમલની તૌફીક નસીબ ફરમાવે. વાંચકોથી લેખક વિનંતી કરે છે કે આ નાકારહ (અયોગ્ય)ને પણ અલ્લાહ તઆલા પોતાની રહમતથી અડગતા અને હુસ્ને ખાતિમાની દોલત નસીબ ફરમાવે. આમીન

(મવ.) મુહમ્મદ અખ્તર અફલ્લાહુ અન્હુ
ગુલ્શને ઈકબાલ, કરાંચી

